Gujarati Hajj Guide الغوجاراتية

# હજ અને ઉમરાહની સંક્ષિપ્ત મુદ્દાસરની રીત

www.islamicbulletin.com

| | | |
|---|---|---|
| મક્કા મુકર્રમહ માં દાખલ થવા પછી | - | ઉમ્રાહ (અથવા તવાફે કુદુમ) |
| ૮, ઝિલહિજ્જહ | - | એહરામ બાંધવું (મક્કા થી મિના જવું) |
| | | મિનામા થોભવું |
| ૯, ઝિલહિજ્જહ | - | વુકુફ અરફાત સુસ્ત પછી |
| | | (મગરિબબાદ) મુઝ્દલિફ્હ જઇને થોભવું |
| ૧૦, ઝિલહિજ્જ | - | મોટા શયતાન (જમરા) ને કાંકરો મારવી |
| | | કુરબાની કરવું |
| | | હલક (માથાનું મુંડન) કરાવવું |
| | | તવાફે ઈફાઝાહ (ઝિયારત) કરવું |
| ૧૧,૧૨,૧૩ ઝિલહિજ્જ (રમીએ જિમાર કરવું) | - | મિનામાં થોભીને ત્રણેય શયતાનો (જમરાત) ને કાંકરીઓ મારવી |
| મક્કા મુકર્રમહ થી વિદાય ખતે | - | તવાફે વિદાઅ કરવું. |







## -: ઉમરાહ (તવાફેકુદૂમ) :-

મીકાત પહોંચીને એહરામબાંધીલો પછી ઉમરાની દુઆ પઢો.

لَبَّيْكَ اللَّهُمَّ بِعُمْرَة

''લબ્બયક અલ્લાહુમ્મબિઉમરતિન'' (ઓ અલ્લાહ ! હું હાજર છું, ઉમરાહની સાથે) અગર ઉમરાહ પુરો ન થવાનો ભય હોય, તો આ દુઆ પઢો.

اللَّهُمَّ مَحِلِّيْ حَيْثُ حَبَسْتَنِي

''અલ્લાહુમ્મમહલ્લી હયષુ હબસ્તની'' (ઓ અલ્લાહ ! અગર કોઇએ મને ઉમરાહ કરવાથી અટકાવી દિધો. તો મારૂં રહેઠાણ તેજ સ્થાન છે જ્યાં આપે નક્કી કરી દિધું છે.) પછી કિબ્લા તરફ મોઢું કરીને આ દુઆ પઢો.

اللَّهُمَّ هَذِهِ عُمْرَةٌ لاَ رِيَاءَ فِيْهَا وَلاَ سُمْعَة

''અલ્લાહુમ્મહાઝિહી ઉમરતન લા રિયાઅ ફીહા વલા સુમઅહ'' (ઓ અલ્લાહ ! આ ઉમરાહ છે. જેમાં કોઈ દેખાવ કે આડંબર અને ખ્યાતિ નથી.) પછી પુરૂષ જોરથી અવાજ સાથે તલબિયહ પઢે, સ્ત્રીએ ધીમા અવાજે તલબિયહ પઢવું. તલબિયહ આ પ્રમાણે છે :

لَبَّيْكَ اللَّهُمَّ لَبَّيْك، لَبَّيْكَ لاَ شَرِيْكَ لَكَ لَبَّيْك،
إِنَّ الْحَمْدَ وَ النِّعْمَةَ لَكَ وَ الْمُلْكُ لاَ شَرِيْكَ لَك

''લબ્બયક અલ્લાહુમ્મલબ્બયક, લબ્બયક લા શરીફ લક લબ્બયક, ઈન્નલહમ્દ, વન્નનિઅમત લક, વલ્મુલ્ક, લાશરીક લક. (ઓ અલ્લાહ ! હું હાજર છું. આપનો કોઈ ભાગિદાર નથી. હું હાજર છું. નિ:શંક સર્વ વખાણો, પ્રસંશા અને સંપૂર્ણ નેઅમતો આપના માટે જ છે. અને સર્વસત્તા, અધિકાર અને સર્વશક્તિ આપની જ છે. આપનો કોઈ જ ભાગિદાર કે સાઝી નથી)''

મસ્જિદે હરમમાં જમણાં પગે દાખલ થવું અને આ દુઆ પઢો :

لَبَّيْكَ إِلَهَ الْحَقّ

''લબ્બયક ઈલાહલ હક'' (હું હાજર છું. એ અલ્લાહની સામે જે સચ્ચાઈવાળો છે.) ''અલ્લાહુમ્મસલ્લેઅલા મુહંમ્મદિંવ વસલ્લિમ- અલ્લાહુમ્મફ્તહલી અબવાબ રહમતિક.'' (ઓ અલ્લાહ ! રહમત નાઝિલ ફરમાવ હઝરત મુહંમ્મદ સલલ્લાહુ અલયહિ વસલ્લમપર ઓ અલ્લાહ ! મારા માટે રહમતના દરવાજા ખોલી દે.)

بسم الله اللَّهُمَّ صَلِّ عَلَى مُحَمَّدٍ وَ سَلِّم،
اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ مِنْ فَضْلِك

## -: તવાફ -:

મર્દ પોતાનો જમણો ખભો એહરામની બહાર ઉઘાડો જ રહેવા દે. 'હજરેઅસ્વદ'ની સામે પહેલા એવી રીતે ઉભા રહેવું કે કઅબા શરીફ તમારી સામે હોય. પછી તવાફની નિયત કરો ''ઓ અલ્લાહ ! હું આપની રઝામંદી માટે ઉમરાહનો તવાફ કરૂં છું. આપ એને મારા માટે સરળ બનાવી દો અને એને સ્વિકારી લો.'' ત્યાર પછી કાળી પટ્ટી પર (લાઈન) કાબા તરફ મોઢું કરીને બન્ને હાથોંને કાન સુધી ઉઠાવી પઢો. ''બિસ્મિલ્લાહી અલ્લાહુ અકબરૂ વલિલ લાહિલ હમ્દુ વસ્સલાતુ વસ્સલામુ અલા રસુલિલ્લાહી.'' પછી બંને હાથ છોડી દઈને તવાફ શરૂ કરો. દરેક ચક્કર (વર્તુળ) શરૂ કરવા પહેલા ''હજરે અસ્વદ'' તરફ જમણી હથેળી કરીને ''અલ્લાહુ અકબર'' કહો એને ''ઇસ્તિલામ'' કહેવાય છે. પ્રથમત્રણ ચક્કરોમાં પુરૂષ 'રમલ' કરે. (ધીમે-ધીમે દોડવાને 'રમલ' કહેવાય છે.) દરેક ચક્કરમાં 'રૂકનેયમાની' અને 'હજરે અસ્વદ' દરમિયાન આ દુઆ પઢે. ''રબ્બના આતિના ફિદ્દુનિયા હસનતંવ વફિલ આખેરતિ હસનતંવ વ કિના અઝાબન્નાર'' (ઓ અમારા પાલનહાર ! અમને દુનિયામાં ભલાઈ અતા ફરમાંવ અને આખેરતમાં ખુબી અતા કર અને અમને જહન્નમના અઝાબથી બચાવ.) તવાફ પુરૂ કર્યા પછી પોતાના જમણાં ખભાને ઢાંકી લો. અને 'મકામે ઈબ્રાહીમપાસે જઈને આ દુઆ પઢો.'

وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ إِبْرَاهِيْمَ مُصَلًّى

''વત્તખિઝુ મિંમમકામે ઈબ્રાહીમમુસલ્લા'' (અને કહીં દિધું કે ઈબ્રાહીમઅલ ના ઉભા રહેવાની જગ્યાને નમાઝ પઢવાનું સ્થાન બનાવો.) અગર તક મળે તો 'મકામે ઈબ્રાહીમપાસે તવાફની બે રકાત નફલ નમાઝ અદા કરો. નહીંતર હરમશરીફમાં ગમે તે જગ્યાએ એ નમાઝ પઢી શકાય છે. પહેલી રકાતમાં ''લુલ્હા અય્યુહલ કાફિરૂન'' અને બીજી રકાતમાં ''કુલયા હુવલ્લાહુ અહદ' પઢવું. પછી ઝમઝમના કુંવા પાસે જઈને પેટ ભરીને ઝમઝમનું પાણી પીઓ. પાછા ફરીને 'હજરેઅસ્વદનું' 'ઈસ્તિલામ' કરતાં 'અલ્લાહુ અકબર' કહો.

اللَّهُ أَكْبَر

## -: સઅી :-




إِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَآئِرِ اللهِ فَمَنْ حَجَّ الْبَيْتَ أَوِ اعْتَمَرَ فَلاَ جُنَاحَ عَلَيْهِ أَنْ يَطَّوَّفَ بِهِمَا وَمَنْ تَطَوَّعَ خَيْراً فَإِنَّ اللهَ شَاكِرٌ عَلِيْم

'સઅી' 'સફા' થી શરૂ કરો. 'સઅી' ના એક ચક્કરનું અંતર લગભગ અર્ધા કિ.મી. જેટલું છે. કુલ સાત ચક્કરો થાય છે. એટલે કે ૩.૫ (સાડાત્રણ) કિ.મી. લગભગ બે માઇલ જેટલું અંતર એક 'સઅી'માં ચાલવું પડે છે. ''ઈન્નસ્સફા વલ મરવત મિન શઆઈ રિલલ્લાહી ફમન હજ્જલ બયત અવિઅતમર ફલાજુનાહ અલયાહિ અંય પત્તવફ બિહિમા - વમન તતવ્વઅ ખયરન ફઈન્નલલાહ શાકિરૂન અલીમ'' (નિ:શંક સફા અને મરવા અલ્લાહની નિશાનીઓ (ચિન્હો) માંથી છે. એટલે જે કોઈ બયતુલ્લાહનો હજ કે ઉમરાહ કરે, તો એના ઉપર કોઈ ગુનોહ નથી કે આ બન્નેનો તવાફ કરે. અને જે કોઈપણ પોતાની ખુશીથી કોઈ નેકી કરે, તો અલ્લાહ તઆલા વાસ્તવમાં કદરદાન અને સર્વજ્ઞાની છે.)

اَللَّهُ أَكْبَر، اَللَّهُ أَكْبَر، اَللَّهُ أَكْبَر
لاَ إِلَهَ إِلاَّ اللهُ وَحْدَهُ لاَ شَرِيْكَ لَه، لَهُ الْمُلْكُ وَ لَهُ الْحَمْدُ يُحْيِي وَ يُمِيْتُ وَ هُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيْر؛
لاَ إِلَهَ إِلاَّ اللهُ وَحْدَهُ لاَ شَرِيْكَ لَه، أَنْجَزَ وَعْدَهُ
وَ نَصَرَ عَبْدَهُ وَ هَزَمَ الأَحْزَابَ وَ حْدَه

''અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર લાઈલાહ ઈલલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ, લહુલ મુલ્કુ વલહુલ હમ્દુ યુહયી વયુમિતુ વહુવ અલા કુલ્લે શયઈન કદીર. લાઈલાહ ઈલ્લલાહુ વહદહૂ લા શરીકલહૂ અન્જઝ વઅદહૂ વનસર અબ્દહૂ વ હઝમલ અહઝાબ વહદહૂ.'' (અલ્લાહ સૌથી મહાન છે - અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સિવાય કોઈ માંબૂદ નથી. એ એક જ છે. એનો કોઈ ભાગિદાર નથી. એના જ અધિકારમાં સત્તા અને શાસન છે. અને એના માટે જ ખ્યાતિ અને સ્તુતિ છે. એજ જીવન અને મૃત્યુ અર્પે છે. એના જ ઈખ્તિયારમાં સર્વ ભલાઈ છે. અને એ દરેક વસ્તુ પર પ્રભુત્વ ધરાવે છે. (સર્વ શક્તિમાન છે.) અલ્લાહ વગર કોઈ જ ઈબાદત ને લાયક નથી. એ એકલો જ છે. એનો કોઈ ભાગિદાર નથી - એણે પોતાના વચનનું પાલન કર્યું અને પોતાના બંદાની મદદ કરી અને એકલા એજ આખા લશ્કર કે એક ટુકડીને પરાસ્ત કરી દીધી) આ કલેમહ ને ત્રણ વખત પઢો અને ફક્ત પ્રથમતથા બીજી વખત પઢવા પછી દુઆ કરો. 'સફા' થી 'મરવા એક ચક્કર અને 'મરવા' થી 'સફા' બીજો ચક્કર થાય છે. એવી રીતે સાત ચક્કરો લગાવવાના હોય છે. અને 'મરવા' પર (સાતમો) ચક્કર સંપુર્ણ થશે. જ્યારે લીલીબત્તીના વિસ્તાર માં પહુંચો તો પુરૂષોએ જરાક દોડ લગાવવી જોઈએ. પરંતુ સ્ત્રીઓ ધીમે ધીમે જ ચાલે. દોડે નહીં. આ દુઆ પઢવું !

رَبِّ اغْفِرْ وَارْحَم، إِنَّكَ أَنْتَ الأَعَزُّ الأَكْرَم

'' રબ્બિગફિર વર હમઈન્નક અંતલ અઅઝ્ઝુલ અકરમ'' (ઓ મારા પાલનહાર ! મારી મગફિરત ફરમાવી દે અને મારા ઉપર રહમફરમાવ. તું સૌથી વધુ અઝમતવાળો છે અને સૌથી વધુ મહેરબાની કરનાર છે.)

મસ્જિદે હરામથી બહાર નિકળતી વખતે ડાબો પગ પહેલા કાઢો અને આ દુઆ પઢો

بسم الله اللَّهُمَّ صَلِّ عَلَى مُحَمَّدٍ وَ سَلِّم،
اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ مِنْ فَضْلِك

''અલ્લાહુમ્મસલ્લિઅલા મુહંમ્મદિવ વ'' સલ્લિમ. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન ફઝલિક'' (ઓ અલ્લાહ ! રહમત નાઝિમફરમાં મુહંમદ સલ - પર. ઓ અલ્લાહ ! હું તારાથી તારા ફઝલનો સવાલ કરું છું.) પછી પુરૂષો આખા માથાના વાળ બોડી નાંખે - અથવા ઓછામાં ઓછું આખા માથાના વાળોને દરેક જગ્યાએથી સરખે સરખા કાપી નાંખે અને સ્ત્રીઓ આખા માથાના વાળને આંગળીના ટેરવાની લંબાઈથી કંઈક વધુ કપાવી નાંખે. હવે આપનો (ઉમરાહાનો) એહરામખોલી દો. એ સાથે જ બધા પ્રતિબંધો સમાપ્ત થઈ ગયા.

## -: ૮, ઝિલહિજ્જહ :-

૮, મી ઝિલહિજ્જહ (યવમુત્તર વિયહ) ના દિવસે ફજરની નમાઝ પછી મક્કા શરીફથી રવાના થઈને ઝોહર પહેલાંજ 'એહરામ'ની હાલતમાં 'મિના' પહોંચી જવું.

لَبَّيْكَ اللَّهُمَّ بِحَجّ

હવે હજની નિયતથી આ એહરામપહેરવું. જે જગ્યાએ (મક્કામાં) રોકાએલા હોય, તેજ સ્થળેથી ''લબ્બયક અલ્લાહુમ્મબિહજ્જ'' પઢવું. (ઓ અલ્લાહ ! હું હજ માટે હાજર છું.)

اللَّهُمَّ مَحِلِّيْ حَيْثُ حَبَسْتَنِي

પછી આ દુઆ પણ પઢીલો. ''અલ્લાહુમ્મમહલ્લી હયષુ હબસ્તની'' (ઓ અલ્લાહ ! અગર મને હજ કરવાથી રોકી દેવામાં આવે, તો મારૂં રહેઠાણ એજ જગ્યાએ છે. જ્યાં આપે નક્કી કરી દિધું છે.)

اللَّهُمَّ هَذِهِ حَجَّةٌ لاَ رِيَاءَ فِيهَا وَلاَ سُمْعَة

પછી કિબ્લાની દિશા તરફ મોઢું કરીને ઉભા રહીને આ દુઆ પઢે. ''અલ્લાહુમ્મહાઝિહી હજ્જતુન લા રિયાઅ ફીહા વલા સુમ્અહ''

لَبَّيْكَ اللَّهُمَّ لَبَّيْك، لَبَّيْكَ لاَ شَرِيْكَ لَكَ لَبَّيْك،
إِنَّ الْحَمْدَ وَ النِّعْمَةَ لَكَ وَ الْمُلْكُ لاَ شَرِيْكَ لَكَ

પછી ઊંચા અવાજે તલબિયહ પઢે ''લબ્બયક અલ્લાહુમ્મલબ્બયક, લબ્બયક લા શરીક લક લબ્બયક, ઈન્નલહમ્દ વન્નિઅમતા લક વલમુલ્ક, લા શરીક લક.''

لَبَّيْكَ إِلَهَ الْحَقّ

''લબ્બયક ઈલા હલહક.'' (હું હાજર છું. સચ્ચાઈવાળા અલ્લાહ સામે)

### -: મિના માં રોકાણ :-

'મિના' માં રહીને ઝોહર, અસર અને ઈશાની નમાઝ કસ્ર પઢે (બે રકાત જ પઢે) બધી જ નમાઝો પોત-પોતાના સમય માંજ પઢે.

## -: ૯, ઝિલહિજ્જહ :-

### -: અરફા માં રોકાણ :-

'યવમુલ અરફા' ૯, ઝિલહિજ્જહ ના ઝવાલ (મધ્યાન)થી લઈને ગુરૂબે આફ્તાબ (સુર્યાસ્ત) સુધી અરફાત ના મેદાનમાં ગમે ત્યાં થોભવું એને 'વુકુફે અરફા' કહેવાય છે. હજ માં આ 'વુકુફે અરફા' ફર્ઝ છે. (એના વગર હજ અદા થતો જ નથી.) એટલે નવમી ઝિલહિજ્જહના ફજરની નમાઝ મિના માં પઢીને ઈશ્રાક (સુર્યોદય) પછી જ અરફાત ના મેદાન તરફ રવાના થવું. રસ્તામાં તસ્બીહાત પઢતા જવું. તલબિયહ પણ પઢતા રહેવું.

لَبَّيْكَ اللَّهُمَّ لَبَّيْك، لَبَّيْكَ لاَ شَرِيْكَ لَكَ لَبَّيْك،
إِنَّ الْحَمْدَ وَ النِّعْمَةَ لَكَ وَ الْمُلْكُ لاَ شَرِيْكَ لَكَ

''લબ્બયક, અલ્લાહુમ્મલબ્બયક લબ્બયક લા શરીકલક લબ્બયક ઈન્નલહમ્દ વન્નિઅમત લક વલ્મુલ્ક, લા શરીક લક.'' ''મસ્જિદે નમેરહ''માં જગ્યા મફી જાય. તો એક જ અઝાન અને બે ઈકામત ની સાથે (ઈમામે હજની પાછળ) ઝોહર અને અસરની નમાઝ પછી કસ્ર પઢે એ બન્ને નમાઝો વચ્ચે બીજી કોઈ નમાઝ ન પઢે. એવી જ રીતે અસર પછી પણ કોઈ નમાઝ ન પઢે. પરંતુ 'મસ્જિદે નમેરહ'માં જો જગ્યા ન મળે તો અરફાતમાં ગમે ત્યાં રોકાઈ જાય. હવે ઝોહર અને અસરની નમાઝો એક સાથે એક જ અઝાનથી ન પઢે - પરંતુ અલગઅલગ બે અઝાનો સાથે પોત-પોતાના સમયમાં જ અદા કરો. ઝવાલ થતાં જ 'વુકુફ' શરૂ કરો. સાંજ સુધી લબ્બયક...પઢતા રહેવું. તેમજ ખુબ કરગરીને દુઆઓં કરવી, તવબહ-ઈસ્તિગફાર કરતા રહેવું. ચોથા કલેમહને વધુમાં વધુ પઢવું. આ 'વુકુફેઅરફા' ઉભા રહીને કરવું. અફ્જલ છે - પરંતુ બેસીને કરવું પણ જાઈઝ છે. શક્ય હોય તો 'જબલેરહમત'ની નીચે વુકુફ કરવું - એ શક્ય ન હોય તો અરફાત ના મેદાનમાં ગમે ત્યાં વુકુફ થઈ શકે છે. કિબ્લાની તરફ મોઢું રાખીને બન્ને હાથોને ઊંચા કરીને તલબિયહ પઢવું.

### -: એ દિવસની સર્વોત્તમ તસ્બીહ :-

لاَ إِلَهَ إِلاَّ اللهُ وَحْدَهُ لاَ شَرِيْكَ لَه، لَهُ الْمُلْك،
وَ لَهُ الْحَمْد، وَ هُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيْر

''લાઈલાહ ઈલ્લલાહુ વહદહૂ લા શરીક લહૂ લહુલમુલ્ક વલહુલ હમ્દુ'' યુહયી વ યુમીતુ બિયદિહિલ ખયરૂ વહુવ અલાકુલ્લિ શયઈન કદીર.''

પછી સુર્યાસ્ત (ગુરૂબ) સુધી ત્યાંજ થોભવું - પરંતુ મગરિબની નમાઝ ''અરફાત''માં ન પઢવું. (ગુરૂબ પછી) ત્યાંથી મુઝદલિફહ તરફ રવાના થઈ જવું.

### -: મુઝદલિફહમાં રોકાણ :-

'મુઝદલિફહ' પહોંચીને એક જ અઝાન અને બે ઈકામતની સાથે મગરિબ અને ઈશાની નમાઝ કસર પઢવું. બંને નમાઝો વચ્ચે બીજી કોઈ નમાઝ ન પઢો. ઈશાની ફર્ઝ નમાઝ અદા કરવા પછી જ મગરિબની બે સુન્નતો અને પછી ઈશાની સુન્નતો અને વિત્ર પઢો - ત્યારબાદ દુઆ, તવબહ, ઈસ્તિગફાર અને ઝિક્રુલ્લાહમાં રાત પસાર કરો. સવારે મોટા ચણાંની સાઈઝની ૭૦, કાંકરિઓ દરેક વ્યક્તિ પોતાની 'રમી' માટે ભેગી કરે.

## -: ૧૦, ઝિલહિજ્જહ :-

સવારમાં વહેલા ઉઠીને ફજરની નમાઝ અદા કરવા પછી કિલ્લાની તરફ મોઢું કરીને પઢો.

الْحَمْدُ لله
اللهُ أَكْبَر
لاَ إِلَهَ إِلاَّ الله

''અલહમ્દુ લિલ્લાહિ, અલ્લાહુ અકબર, લાઈલાહ ઈલ્લાહૂ'' (બધી જ પ્રસંશા અલ્લાહ માટે જ છે. અલ્લાહ સૌથી મહાન છે.. અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી.) સુર્ય નિકળતા પહેલાં જ 'મિના' તરફ 'તલબિયહ' પઢતાં રવાના થઈ જવું. (લબ્બયક, અલ્લાહુમ્મલબ્બયક, લબ્બયક લા શરીક લક લબ્બયક, ઈન્નલ હમ્દ, વન્નિઅમતલક વલમુલ્ક, લા શરીકલક.)

### -: જમરતુલ ઉકબહ :-

'મિના' પહોંચીને 'જમરતુલ ઉકબહ' (મોટા શયતાન) ને સાત કાંકરી એક પછી એક મારે (એકી સાથે સાતેય કાંકરી ભેગી ન મારે.) (જીવના જોખમના લિધે, ભીડ ભાફથી બચવા માટે સાંજે અથવા રાત્રે કાંકરિઓ મારવી બેહતર છે.) કાંકરી મારતી વખતે આ તસ્બીહ પઢો —

اللهُ أَكْبَر

''અલ્લાહુ અકબર'' - કાંકરીઓ માર્યા પછી તરત જ લબ્બયક કહેવું બંધ કરી દો. 'રમી' કર્યા પછી દુઆ માટે ત્યાં ન થોભવું. તરતજ પોતાના તંબુમાં આવી જવું અને પછી કુરબાની કરવા ચાલ્યા જવું.

### -: કુરબાની :-

કુરબાનીની ટિકીટ ખરીદવું પણ જોઈઝ છે. અગર ટિકિટ લીધી ન હોય તો હવે 'કુરબાની' ના સ્થળે પહોંચવું. કુરબાની કરતી વખતે આ દુઆ પઢવું.

بِسْمِ اللهِ وَ اللهُ أَكْبَر
اللَّهُمَّ إِنَّ هَذَا مِنْكَ وَ لَكَ اللَّهُمَّ تَقَبَّلْ مِنِّي

''બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર, અલ્લાહુમ્મઈન્નહાઝા મિન્ક વ લક - અલ્લાહુમ્મતહબ્બલહુ મિન્ની - (અલ્લાહ ના નામથી શરૂ કરૂં છું. જે સૌથી મહાન છે - ઓ અલ્લાહ આ કુરબાની તારાજ તરફથી છે અને તારા માટે જ છે. ઓ અલ્લાહ ! તું એને મારા તરફથી સ્વિકારી લે.)

### -: માથાના વાળોનું મુંડન :-

કુરબાની કર્યા પછી પુરૂષો આખા માથાનું મુંડન કરાવે. અથવા માથાની બધી જ બાજુઓથી સરખી રીતે આંગળીના ટેરવા જેટલા વાફ કપાવે. સ્ત્રીઓ આંગળીના ટેરવાથી થોડાક વધારે લંબાઈમાં આખા માથાના વાફ ને કપાવી લીએ. હવે એહરામખોલી નાંખો. શયનસુખ સિવાય બધાજ પ્રતિબંધો હવે પુરા થઈ ગયા.

### -: તવાફે ઝિયારત :- (તવાફે ઈફાઝહ)

હવે 'તવાફેઝિયારત' કરો - એનો સમય છે, ૧૦, ઝિલહિજ્જહથી ૧૨, ઝિલહિજ્જહના સુર્યાસ્ત (ગુરૂબ) સુધી છે. આ તવાફ દિવસ કે રાતના ગમે ત્યારે કરી શકાય છે. સામાન્ય રીતે ૧૧, ઝિલહિજ્જહ ના વધારે સરળતા અને અનુકુફતા રહે છે. (તવાફે ઝિયારતની રીતે એવી જ છે, જેવી કે ઉમરાહના તવાફની છે.) તવાફ વુઝુની સાથે કરવું જરૂરી છે, પરંતુ એના માટે 'એહરામ'નું હોવું જરૂરી નથી.

મસ્જિદે હરામમાં જમણાં પગે દાખલ થઈને આ દુઆ પઢો.

بسم الله اللَّهُمَّ صَلِّ عَلَى مُحَمَّدٍ وَ سَلِّم،
اللَّهُمَّ افْتَحْ لِي أَبْوَابَ رَحْمَتِك

''અલ્લાહુમ્મસલ્લેઅલા મુહંમદિવ વ સલ્લિમ-અલ્લાહુમ્મફ્તહલી અબવાબ રહમતિક.''

## -: ૧૧, ૧૨ અને ૧૩ મી ઝિલહિજ્જહ:-

૩ ૨ ૧

ઝવાલ પછી થી લઈને રાત સુધી ગમે ત્યારે ત્રણેય શયતાનો (જમરાત)ને કાંકરિયો મારો. (દરેક શયતાન ને સાત - સાત કાંકરિયો અર્થાત એક દિવસમાં કુલ ૨૧, કાંકરિયો મારવી.) પહેલા નાના શયતાન ને (જમરએ ઉલા) સાત કાંકરિઓ મારો. દરેક કાંકરી મારતી વખતે 'અલ્લાહુ અકબર' કહો.

اللهُ أَكْبَر

પછી કીબલા તરફ મોઢું કરીને (જમરાત તમારા જમણા હાથ તરફ હશે.) દુઆ કરો. પછી વચલા શયતાન (જમરએ વુસ્તા) તરફ જાઓ એને પણ આજ પ્રમાણે 'અલ્લાહુ અકબર' ની તશબીહ પઢતા-પઢતા સાત કાંકરિયો મારો - પછી એવી જ રીતે કાબાહ તરફ મોઢું કરીને દુઆ કરો. પછી ત્રીજા શયતાન (જમર એ ઉકબહ) તરફ આગફ વધો એને પણ એજ પ્રમાણે 'અલ્લાહુ અકબર' કહેતાં સાત કાંકરીઓ મારો. પરંતુ હવે દુઆ ન કરો. બસ, તમારી 'રમી' પુરી થઈ ગઈ. હવે તમને છૂટ છેડે ૧૨મી ઝિલહિજ્જહની 'રમી' કર્યા પછી સુર્યાસ્ત (ગુરૂબ) પહેલાં 'મિના' છોડી દો, અથવા ૧૩મી ઝિલહિજ્જહની 'રમી' પુરી કર્યા પછી જ 'મિના' થી રવાના થાઓ.

## -:તવાફે વિદાઅ:-

'હજ' કર્યા પછી જ્યારે મક્કામુકર્રમહ થી પોતાના વતન પાછા ફરવાનો ઈરાદો થાય, ત્યારે 'તવાફેવિદાઅ' કરવું વાજિબ છે. (આ 'તવાફ'ની રીત પણ નકલ 'તવાફ' જેવી જ છે.)

મસ્જિદે હરામમાં પોતાના જમણાં પગથી દાખલ થઈને આ દુઆ પઢો :

بسم الله اللَّهُمَّ صَلِّ عَلَى مُحَمَّدٍ وَ سَلِّم،
اللَّهُمَّ افْتَحْ لِي أَبْوَابَ رَحْمَتِك

''અલ્લાહુમ્મસલ્લેઅલા મુહંમદિંવ વસલ્લિમ. અલ્લાહુમ્મફ્તહલી અબવાબ રહમતિક'' (અનુવાદ આગફ થઈ ગયો છે.)

મસ્જિદે હરામથી બહાર નિકળતા, ડાબો પગ પહેલા બહાર કાઢો અને આ દુઆ પઢો.

بسم الله اللَّهُمَّ صَلِّ عَلَى مُحَمَّدٍ وَ سَلِّم،
اللَّهُمَّ إِنِّي أَسْأَلُكَ مِنْ فَضْلِك

''અલ્લાહુમ્મસલ્લિઅલા મુહંમદિંવ વસલ્લિમ. અલ્લાહુમ્મઈન્ની અસ્અલુક મિન ફઝલિહ.''

નોટ : હજના સફરમાં જવા પહેલા (૧) પોતાના બધા જ કરજો અદા કરી દો (૨) બંદાઓના હક્કો અદા કરો, અથવા માફ કરાવી લો. (૩) પોતાની વસીયત લખી દો.

નોંધ : સવાબે દારૈન પ્રાપ્ત કરવા આ પત્રિકાની વધુમાં વધુ કોપીઓ બનાવીને ગુજરાતી વાંચતા હાજીઓમાં વહેંચો.


મફત કોપી માટે સંપર્ક સાધો :

**THE ISLAMICBULLETIN**
P.O.Box. 410186
San Francisco, CA 94141-0186 USA
Web Site : www.islamicbulletin.org
e-mail : info@islamicbulletin.org


Gujarati Hajj Guide الغوجاراتية